ગુજરાતી.

# ज्ञानमाला

તથા

# शिक्षामाला.

કૃષ્ણ તથા અર્જુનના સંવાદમાં.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર, હરગોવનદાસ કાળીદાસ.

अमदावादमध्ये

સાહાપુર વનમાળીવાંકાની પોળમાં
ગ્રંથોદય પ્રેસમાં છાપી.

---



---

સંવત ૧૯૪૨—સને ૧૮૮૬.

# ज्ञानमाळा.

એક દિવસે પરિક્ષીતરાજા રાજ્યગાદી ઊપર બેઠા હતા, તે વખત શ્રી વ્યાસદેવજીના પુત્ર શ્રી સુકદેવજી આવ્યા; તે જોઇનેજ રાજા પરિક્ષીત આસન ઊપરથી ઉભાથઈ રૂષીના ચર્ણારવિંદને નીચા પડીને સાષ્ટાંગ દંડવત્ કરી. પછી બહુ આદરસત્કાર સહીત પોતાના સુંદર સ્થાનમાં લઈજઈ રત્નજડીત સિંહાસન ઊપર બેસારી બે ચર્ણારવિંદને ધોઈ ચર્ણોદક લીધું, અને વિધીપુર્વક પૂજન કરીને નાના પ્રકારનાં ભોજન કરાવ્યાં. જ્યારે શ્રી સુકદેવજી પ્રસન્નતાસહિત બેઠા, ત્યારે રાજાએ બે હાથ જોડી વિનંતી કરી કે હે! કૃપાસિંધુ! ભવભયભંજન ભગવાન! આપની અતિદયાળતાવડે સદા વેદ તથા પુરાણ સાંભળવાથી મારૂ હૃદય અતિ પ્રફુલિત અને પ્રકાશ પામેછે, પરંતુ હવે મારા મનમાં સંદેહ ઉત્પન્ન થયો છે કે સંસારમાં ઊંચ તથા નીચ એ બે કામછે; તે કૃપાકરીને એ બે કર્મના ભેદ પૃથક પૃથક મને કહો અને મારા મનની શંકા નિવારણ કરો.

રાજાનું આ પ્રશ્ન સાંભળીને શ્રી સુકદેવજી બહુ પ્રસન્ન થયા અને આજ્ઞાકરી કે હે રાજા તારા પ્રશ્નમાં સંસારી મનુષ્યોને મોટો લાભછે, અને જે સંદેહ તારા મનમાં ઊપજ્યોછે; તેજ અર્જુનના મનમાં પણ ઊત્પન્ન થયો હતો તે શ્રી કૃષ્ણજીએ તેના પ્રશ્નનો જેવીરીતે ઊત્તર આપ્યો

હતો તેજ હું તારા આગળ કહુંછું તે મનદઇને સાંભળ, શ્રી સુકદેવજી પરિક્ષીત રાજાને કેહેછે.

હે રાજા એક દિવસ પ્રાતઃકાળમાં શ્રીકૃષ્ણજી અરજુનના મુકામપર પધાર્યા, ત્યાં ખબર મળી કે અરજુન સૂતોછે; આ વાત સાંભળી શ્રીકૃષ્ણજી અચંબો પામ્યા, હવે અરજુને શ્રીકૃષ્ણજીને સ્વપ્નમાં જોયા, અને તરત જાગી ઉઠ્યા, સેવકોએ કહ્યું કે હે પૃથ્વીપતે શ્રીકૃષ્ણજી પધાર્યાછે. આ સાંભળીને અરજુન એકદમ દોડી શ્રીકૃષ્ણજીના ચર્ણારવિંદમાં પડ્યા, અને દંડવત કરીને સ્થિત થઇ હાથજોડી વિનંતી કરીકે, હે સચ્ચીદાનંદ જગદીશ! મારો આ અપરાધ અજાણતાં ઘણો થયોછે, તેથી આપ કૃપા કરીને ક્ષમા કરો, આ સાંભળી શ્રીકૃષ્ણજીએ અરજુનને કહ્યું કે, હે અરજુન! તું બહુ બુદ્ધિમાન અને જ્ઞાની છે. આ વખત સ્વપ્નાવસ્થામાં મને જોઇને તેં બહુ સોચ કર્યોછે, કેમકે મનુષ્યદેહ ઘણી કઠણતાથી પ્રાપ્ત થાયછે; તેથી આ મનુષ્યદેહ જાણીને આવા સમયમાં સૂવું બુદ્ધિમાનને ઊચ્ચીત નથી આવું શ્રીકૃષ્ણનું બોલવું સાંભળી અરજુને ફરી વિનંતી કરી પ્રશ્નકર્યો કે હે દીનબંધુ! દીનાનાથ! જે અપરાધ શીષ્યથી અણજાણ્યે બની આવ્યોછે, તે કૃપાદૃષ્ટીથી ક્ષમા કરીને આપે જે આજ્ઞા કરી તે આજ્ઞા કરો કે, કોના કોનાથી અહિતકારી કર્મનો ત્યાગ કરવો અવશ્યછે. ત્યારે શ્રીકૃષ્ણજીએ ઊત્તર આપ્યો કે હે મીત્ર! જે વાતો વેદથી ગુપ્તછે, અને દેવતાએ જાણી નથી તે તારા આગળ કહુંછું, જેથી મન

લગાડી સાંભળ અને આ વાંતનો તું અથવા હરકોઇ સાંભળીને યા ભણીને અંગીકાર કરશે, તે પાપના બંધનથી છુટી મુક્તી પામશે.

શ્રી કૃષ્ન કહેછે.

શિક્ષા ૧લી— હે અરજુન પ્રાતઃકાળે જે વખત સૂર્ય ઊદય થાયછે તે વખત મનુષ્યને સૂવું ઊચીત નથી, કેમકે એક પોહોર રાત્રી બાકીરહુયે સૂર્યને તથા દૈત્યને યુદ્ધ થાયછે, એંશી હજાર દૈત્યને મારી સૂર્ય ઊદય થાયછે, અને દૈત્યજીવ ઉઠે છે. એટલા માટે મનુષ્યે એ વિચારવું જોઇએ કે, બે ચાર ઘડી વેહેલા ઉઠી પરમદયાળુ પરમેશ્વરના ધ્યાનમાં મન લગાવી, ભજનાનંદમાં મગ્ન રેહેવું અને અરૂણોદય થાય ત્યારે સ્નાન કરીને, શ્રી સૂર્યનારાયણને જલ અર્પણ કરી દંડવત કરવા અને પીતૃદેવતાને જલ આપે તો, અને તે જળ ગ્રહણ કરવાથી સુર્યદેવતા તથા પીતૃદેવતા બળવાન થઇ પ્રસન્નતાથી આશીર્વાદ દેશે, ને જે મનુષ્ય આ વિધીને અંગીકાર કરશે તો આલોક તથા પરલોકના સુખોનો ભોગી થશે,

શીક્ષા ૨.—હે અરજુન ચાર પાયાના બીછાનામાં પોતાની સ્ત્રીના શીવાય કોઈ બીજાંની સાથે સૂવું, તે પાપનું મુળ છે, કેમકે પોતાની સ્ત્રીતો અર્ધાંગી સર્વ પાપ તથા પુણ્યની સાથીછે આ સાંભળીને અરજુને હાથ જોડી પ્રશ્ન કર્યો કે હે કૃપાળ! અધહારી કરૂણાનિધાન જો કોઇ અતિથી આપણે ઘેર આવે અને બીછાનું નહોય ત્યારે શું કરવું ઉચીતછે.

શ્રી કૃષ્ણજીએ કહ્યું કે પોતાનુ વસ્ત્ર ઉચીત છે કે જો પોતાના અંગસમાન પોતાનું વસ્ત્ર બીછાવેલા બીછાનાપર બીછાવી સુઈરહે તો દોષ નથી.

શીક્ષા ૩જી— હે અરજુન વિધવા સ્ત્રીના હાથની રસોઈ જમેતો ઘણો દોષછે, કેમકે જે સ્ત્રીનો ધણી મરી જાયછે; તે અરધા જલેલા મુડદાની માફક થઈ જાયછે, તેટલા માટે તેના હાથની રસોઈ જમવાથી બહુ પાપછે, એવા નિંદ્ય કર્મથી મુક્તિ પામવી કઠણછે.

શીક્ષા ૪થી—હે અરજુન સંધ્યા વખત જો કોઈ ઘરના આંગણામાં ઝાડુદેછે, તે જરૂર દરિદ્રી થાયછે કેમકે તે વખત લક્ષ્મીજીને ગમન કરવાનો ઘરઘરમાં ચાલછે; જેના હાથમાં લક્ષ્મીજી ઝાડુ દેખેછે તેને શ્રાપ દેછે, અને તેના ઘરમાં ફરી ગમન નથી કરતાં.

શિક્ષા ૫મી—હે અરજુન જે મનુષ્ય અગ્યારશ અથવા કોઈ વ્રત ધારણ કરે, અને સ્ત્રીના પાસે જાયતો વ્રતનું ફળ મળે નહીં; આ સાંભળી અરજુને બે હાથજોડી પ્રશ્ન કર્યો કે હે સચ્ચીદ્‌ઘન આનંદરૂપ વિશ્વઠહેમવિદારણ જગતાત! વૃતના દિવશ જે સ્ત્રી સ્ત્રીદોષકર્મવડે નિશ્ચિત થઈને સ્નાન કરે તથા પુરૂષ તેને નહીં જાયતો મહાપાતકી થાય અને જાયતો વૃત નિશ્ફળ થાય પછી કેમ કરવું જોઈએ? શ્રીકૃષ્ણજીએ કહ્યું અડધીરાત ગયા પછી જાય તો કંઈ દોષ નથી, કેમકે રાત્રિના પાછલ્યા બે પોહોર આગલા દિવસની ગણતરી છે.

શિક્ષા ૬ઠ્ઠી—હે અંર્જુન રાત્રિએ દીવાની વાતી બળેલી હોય તેનીતે જે બીજે દીવશે સળગાવે તો મહાપાપ છે, આવા પાપથી તે મનુષ્યની સ્રી ઘણાકાળલગી વાંઝણી રેહેશે, અર્જુને જ્યારે શ્રીકૃશ્ન ત્રીભૂવનધણીના મુખાંર્વિંદથી આ શિક્ષા સાંભળી ત્યારે ઘણોજ પશ્ચાતાપ થયો અને ચકીત થઈ પછી બે હાથજોડી વિનંતી કરી કે હે .અનાથનાનાથ! દયાસિંધુ વાસુદેવ આપે જે શિક્ષા કહી તે સાંભળવાથી દાસના મનમાં અતિ આનંદ થયોછે કૃપા કરીને કોઈ બીજી આજ્ઞા કરશો.

શિક્ષા ૭મી—હે અર્જુન સુર્યનારાયણના સન્મુખ રહીને દંતધાવન તથા કોગળા કરે અથવા અગ્ની અને જળમાં કોગળા કરે તે મહા પાતકી થાય અને અંતકાળ નરકમાં જાય, જાણવું જોઇએ કે દેવતાઓમાં આ ત્રણ દેવતા મોટા છે જે મનુષ્ય પ્રિતીની રીતમાં એમનું પુજન સદાય કરતો રેહેશે તેને યજ્ઞ કર્યાનું ફળ પ્રાપ્ત થશે. અર્જુને પ્રશ્ન કર્યો કે હે ઘનશ્યામ ચતુરભુજસ્વરૂપ! એ ત્રણ દેવતાનું પુજન કેઇ વિધિથી કેવી રીતે પ્રતિદિન કરવું જોઇએ તે કૃપા કરીને કહો! શ્રીકૃષ્ણજીએ કહ્યું, વિધિપુજન સુર્યનારાયણના આદિતવારે વ્રતધારણ કરે અને વ્રત ન રાખી શકે તો તે દિવસ અન્ન ન ખાય પછી પ્રાતઃકાળ સ્નાન કરીને પોતાના ઈષ્ટ દેવતાનો ધ્યાન અને સ્મરણ કરી પછી સાકર, ઘી, તલ, જવ આદિ સામગ્રીથી અગ્નિદેવનું પુજન કરવું અને જો આરીતે ન થઇશ-

કે તો રસોઈ થઇ જાય ત્યારે રસોઈની બધી સામગ્રીથી પુજન કરવું, વિધીપુજન જળદેવતા પ્રાતઃકાળ સ્નાન કરીને જળદેવતા ઉપર દુધ ચઢાવવું તથા ચંદન ચોખા પુષ્પ ચઢાવીને મીઠાઈ અર્પણ કરવી.. જે મનુષ્ય આ રીતે આ ત્રણે દેવતાનું પુજન પ્રતિદિન કરે તો તેના આશીર્વાદથી આં લોક ધન સંતાન અને પરલોકમાં વૈકુંઠવાસ પામશે.

શિક્ષા ૮મી—હે અરજુન મનુષ્યે જાણવું જોઇએ કે બળતા દીવાને બુઝાવવો નહીં અને જો કોઈ પુરૂષ તથા સ્ત્રી દીવા સાથે દીવો જોડે તો પાતકી થાય.

શિક્ષા ૯મી—હે અરજુન જે વ્રતવાળો માણસ ચાર પાઈ (ખાટલા) ઉપર સોઇ રહે તો વ્રત નિષ્ફળ જાય કેમકે જે દેવતાનો વ્રત ધારણ કરે તે દેવતા વ્રતને દિવસે વ્રતવાળા મનુષ્યના અંગમાં વાસ કરેછે તેથી કરી જો તેની વૃતી વ્રતને દીવશે સ્વચ્છતાથી રેહે અને ખાટલામાં સુવે નહીં અને પૃથ્વીપર સુઇ રહી સ્ત્રીથી અલગ રહે, એકવાર ફળાહારથી રહે, કંઈપણ ભોજન બ્રાહ્મણને આપે તો દેવતા પ્રસન્ન થઇને આશીર્વાદ દેશે અને વ્રત ફળદાયક થાય.

શિક્ષા ૧૦મી—હે અરજુન વ્રતને દીવસે પોતાની એઠી વસ્તુ કોઈને પણ ન દેવી જોઇએ કારણ કે જો કોઈ તે એઠું ખાય તો વ્રતમાં ભાગ લે તે ઘણો દોષ છે.

શિક્ષા ૧૧મી—હે અરજુન જે માણસ રસોઈના મધ્ય ભાગમાં એટલે કે થોડી રસોઈ થઈ હોય થોડી ઘણી બાકી હોય તથા થોડી થવાની હોય અને જલદી કરીને જમવા બે-

સી જાય અથવા જ્યાંસુધી રસોઈની સર્વ ચીજો થઇ ચુકી ન હોય, વળી અગ્નિદેવને પ્રથમ ભોજન ન કરાવ્યું હોય તો કોઈને પણ રસોઈમાંથી અગ્નિ આપે અથવા રસોઈમાં થાળી આદિક કોઇ પાત્ર ન હોય અને રસોઇની સામગ્રી પૃથ્વિ પર મુકે તો, આ ત્રણે પાપના કારણથી એક ન્યારૂ પાપ છે તે મનુષ્ય સદા દરિદ્રી જેવો રહેશે માટે મનુષ્યને અવશ્ય છે કે જ્યારે રસોઇમાં સર્વ સામગ્રી તૈયાર થઈ જાય ત્યારે સ્વચ્છતાથી પેહેલું આસન બાજઠપર બેશીને અગ્નિમુખસામા શ્રી પુરણબ્રહ્મ પરમદયાળુ પરમેશ્વરને તે ભોજન કરાવે પછી અંનદેવને નમસ્કાર કરે પછી એક અભ્યાગતને રસોઇની સર્વ સામગ્રી ભોજન કરાવે જો કદાચ સામર્થ ન હોય તો થોડી થોડી સર્વ સામગ્રી અભ્યાગતના નિમિત્ત અર્પણ કરી પછી પોતે જમે તો મહા પુણ્યના પ્રતાપથી અગ્નીદેવ અને અન્નદેવનો આશિર્વાદ પામીને તે માણસ સદા સુખી રેહેશે.

શિક્ષા ૧૨મી—હે અરજુન જે માણસ ત્રાંબા પીતળનું વાસણ અજીઠ કરે અથવા સોચ (જંગલ) જવા લેઇ જાય તેભ તે મનુષ્ય અંતકાળ નરકનિવાસી થાય કેમકે બધી ધાતુઓમાં ત્રાંબુ મહા પવિત્રછે અને આવા કારણથી જે મનુષ્ય ત્રાંબાના વાસણમાં જળ ભરીને સ્નાન કરે તો ગંગાજલનીપેઠે તેનું મહાત્મય છે અને પોતાના પીત્રી દેવને ત્રાંબાના પાત્રમાં ભોજન અથવા જળ અર્પણ કરે તો મહા પુણ્ય છે.

શિક્ષા ૧૩મી—હે અરજુન જે મનુષ્ય બ્રહ્મહત્યા તથા પરનારીથી સંભોગ કરે તો તે હજાર વર્ષ તો નરકમાં વાસ કરે

અને કદાચ તેના બીંદુથી કોઇ સ્ત્રીને ગર્ભ રહે અને પુત્ર ઉ-ત્પન થાય તો, પોતાના સ્વકર્મનાં ફળ ભોગવવાના કારણે વૈકું-ઠ ધામમાં વાસ કરતા હોશે તે વૈકુંઠમાંથી નરકમાં જઈ વાસ કરે અને તર્પણ શ્રાધથી સદા તે વિમુખ જ છે, આ પાપ બધા પાપ કરતાં મહા પાપ છે.

શિક્ષા ૧૪મી—હે અરજુન જે મનુષ્ય સ્ત્રીના અંગનો સંગ કરી સ્નાન નહીં કરે અને અપવિત્ર રહે એવા પાપથી અં-તકાળ નરકમાં જાય માટે તે મનુષ્યના પગ પૃથ્વીપર ધરવા કેવા છે કે જેવી રીતે પીત્રીઓપર ધરવા.

શિક્ષા ૧૫મી—હે અરજુન અમાવાસીઆના દિવસે ઝાડ-ની ડાળી તથા પાંદડાં તોડે તો બ્રહ્મહત્યાના બરોબર છે અને તે દિવશે દંતધાવન કરવું ઉચીત નથી.

શિક્ષા ૧૬મી—હે અરજુન જે કોઈ પરદેશી તથા અભ્યા-ગત કાંઈ જાચે તો પોતાની શકિત પ્રમાણે તેને આપવું અને નિરાશ ન જવા દે તો મહા પુન્ય છે નાહીં તો મહા પાપ છે.

શિક્ષા ૧૭મી—હે અરજુન જે મનુષ્ય પોતાના ઘરમાં તુટે-લી ખાટ અને ફુટેલા વાસણ રાખે તો દરીદ્રી બની જાય.

શિક્ષા ૧૮મી—હે અરજુન જે મનુષ્ય નારાયણનું ધ્યાન ધરી ભજન કરી ભોજન જળપાન કરે અને ચાલતાં ફરતાં ઉ-ઠતાં બેસતાં કામ કરતાં તે પરમેશ્વરનું નામ લઇ કરે તો મહાસુ-કર્મના ફળને, આ લોક તેમજ પરલોકના સુખોમાં આણંદ પામે, આ સમજ મહા પુનીત મનવાન્છીત ફળ આપવા વાળી છે અને જે મનુષ્ય ચાલતાં ફરતાં અગર વાટ (રસ્તામાં) વાર-

વાર મનમાં આવે અને તે લેખે નહા તથા પરંમેશ્વરના નામ ઉચ્ચાર નહીં કરે તો આ મહાપાપના બંધનથી કોઈપણ દિવસ છુટશે નહીં.

શિક્ષા ૧૯મી—હે અરજુન કોઈની સાથે એક પાત્રમાં બેસીં ભોજન કરવું તે ઘણું દોશ ભરેલુંછે કારણ કે પુર્વ જન્મમાં તે મનુષ્ય કોણ જાણે શી જ્ઞાતીનો હશે, કારણ કે એકઠા બેસી ભોજન કરવાથી પુર્વ જન્મની પ્રકૃતિને અંતઃકરણમાં પ્રવેશ થાયછે માટે આવા નીચ કર્મોને અંગીકાર કરવું ન જોઇએ.

શિક્ષા ૨૦મી—હે અરજુન ભોજન કરવા વખતે અંનદેવતા મુખમાં પધારેછે માટે મૌનવ્રતધારણ કરીને ભોજન કરવું શ્રેષ્ટછે કેમકે બોલવાથી સાન કરી દેખાડવાથી મીથ્યાવચન મોંમાંથી નીકળે તો અંનદેવતાના શ્રાપથી આ જન્મમાં દુઃખના બંધનમાં બાંધી લેછે માટે મનુષ્યને અવશ્ય છે કે એક ચીતે થઇને સ્વચ્છતાથી અથવા પલાંઠી વાળીને અંનદેવની મોટાઈ મનમાં કરતાં ભોજન કરે તો આવા સુકર્મથી સદા સુખી રહે. આ સાંભળીને અરજુને પ્રશ્ન કર્યો કે હે જગદીસ જગૃતગુરૂ ભોજન કરતી વખતે કોઇને કંઈ કહેવું પડે અથવા બોલવું પડેતો કેમ કરવું? કૃષ્ણ કહે હેઅરજુન જો બોલવાની ઘણી જરૂર હોય તો પોતે પાંચ ગ્રાસ ખાઇને આચમન કરી જે કામ કરવું હોય તે કરવું પરંતુ કોઈની નીંદા ન કરવી તથા કોંઇનું બુરૂ કામ કરવાને ન કેહેવું.

શિક્ષા ૨૧મી—હે અરજુન જે મનુષ્ય પોતાની પરણેલી અર્ધાંગી પરમહીતકારી સ્રીને ખોટા આચરણવાળી જાણી તેને

દુઃખ દે તથા નીંદા કરે તથા તે દુઃખથી પોતે અંતઃકરણમાં દુખી રહે તે મનુષ્ય પશુવત છે, આવા પાપથી આ સંસારમાં હમેશાં કલેશમાં રહે તથા અંતકાળે નર્કમાં નીવાસ થાય,કેમકે જે વખત પોતાની સ્ત્રીને પુત્ર પ્રગટ થાય છે તે વખત તે મનુષ્યના પીત્રીદેવ નીચકર્મથી નર્કના અધીકારી થયા હોય તે પાપમાંથી મુકત કરનાર પુત્રનું પ્રગટ થવું જાણી નર્કમાંથી મુક્ત થઇ વૈકુંઠ ધામમાં જાય છે અને વારમવાર તે પુત્રને આશીર્વાદ દેછે તે માટે મનુષ્યે પોતાની પરણેલી સ્ત્રીને પ્યાર તથા પૈસાથી પ્રસન્ન રાખવી એવી રીત કે સ્ત્રી જાણે કે મારા પતીસમાન મારો હીતકારી કોઇ નથી કારણ કે સ્ત્રી પાપ પુણ્યની ભાગીદાર છે માટે કદાચિત તે સ્ત્રીથી કાંઇ પાપ થાય તો પુરૂષને લાયક છે કે તે પાપ ઉપર નજર ન કરે અને પ્યારથી તેને તે પાપ ન કરવાને શીખામણ દેતા રહે અને પ્રસન્ન રાખે તેમજ પતીવ્રતા સ્ત્રીએ પોતાના પતીને પરમેશ્વર સમાન ગણી તે આજ્ઞા ઉલંઘન કરવી નાહીં અને સુખમાં તથા દુખમાં પોતાના પતીને પ્રસન્ન રાખે અને પરમેશ્વરે જે આપ્યું તેમાં સંતોષ માની સારા સણગાર સજી હમેશાં કોઇ વાતે પુરૂષને ન દુભવે તો પુરૂષ પોતાના સદકામમાં નિર્વીઘ્ને સાવધાન રહે, આ પ્રમાણે સ્ત્રી અને પુરૂષ આપસમાં પ્યારથી વરતે તો આ લોકમાં અપાર સુખ ભોગવે અને અંતે મોક્ષ થઇ વૈકુંઠ ધામમાં પરમઆનંદથી વાસ કરે.

શિક્ષા ૨૨મી—હે અર્જુન દીપકની અથવા સુર્યની જોતીથી ખોટી છાયા મનુષ્ય ઉપર પડે તો દુર્ષીત છે.

શિક્ષા ૨૩મી—હે અરજુન જે મનુષ્ય મુંઠથી અથવા બીજા કોઇ ઉપાયથી મારવાનું કરે તો અંતસમયે બાર વર્ષ પર્યંત નર્કવાસ કરે. આ પાપ મહા દોષવાળું છે.

શિક્ષા ૨૪મી–હે અરજુન લુખી રોટલી અર્થાત વગર સામગ્રીનું ભોજન કરવું તે પ્રેતસંગે ભોજન કર્યા બરોબર છે, ઘી વિના જે સામગ્રી કરેછે ત્યાં પ્રેત વિઘ્ન કરેછે અને તે ઘરમાં દરીદ્રીનો વાસો થાયછે માટે માણસે રસોઇમાં અવશ્ય શ્રદ્ધા પ્રમાણે ઘી લઈ જમવાથી પ્રેત બાધી કરી શકતું નથી.

શિક્ષા ૨૫મી—હે અરજુન કોઈ માણસ દીવાથી અગ્ની સળગાવી રસોઈ કરે અથવા બીજુ કંઇ કામ કરે તો તે દીપક શ્રાપ આપેછે અને તે મહાદોષછે, કેમકે તે અગ્ની ચીતા સમાનછે.

શિક્ષા ૨૬મી—હે અરજુન પ્રાતઃકાળે સંધ્યા સમયમાં પોતાના ઘરમાં બેસી રહેતો તેના ઘરથી પુણ્યદાન, સંપત ઘટેછે અને કરજ વધેછે.

શિક્ષા ૨૭મી—હે અરજુન જે કોઈ પ્રાતઃકાળ ઘરમાં ઝાડુ ફેરવીને કચરો (પુંજો) એકઠો કરી પોળની પાસ નાખે છે, તે અહંકારી ધનવાનની સંપત્તી લક્ષ્મીજીના શ્રાપથી નાશ પામે છે.

શિક્ષા ૨૮મી—હે અરજુન બાગ, તળાવ, નદી, એના કીનારાપર દીશાએ જાયતો બહુકાળ નરકમાં નિવાસ કરેછે.

શિક્ષા ૨૯મી—હે અરજુન જે મનુષ્ય અગીઆરશને દીવસે અન્ન ખાય અને જે વ્રત ન રાખેતો તેનું જીવવું

પશુ સમાનછે અંતકાળે પાંચ હત્યાનો અધીકારી થઈને નરકમાં વાસ કરેછે, તેટલા માટે મનુષ્ય એકાદશી વ્રત ધારણ કરીને આખો દીવસ ભગવાનના ધ્યાનમાં મગ્ન રેહે, રાત્રીએ જાગ્રણ કરે તો પાપનો નાશ થાય, પીત્રી દેવતાને સ્વર્ગ પ્રાપ્ત થાય, આ કથા સાંભળીને અરજુને કહયું કે હે ભવભયભંજન દીનદયાળ ભવભયહારી કોઈ વખત ભુલે ચુકે વ્રતને દીવસે કોઈ અન્ન ખાયતો એ પાપથી શી રીતે છુટે! શ્રી કૃશ્નજીએ કહ્યું કે હે અરજુન! ભોજન કરતી વખતે વ્રત છે એમ જાણેતો ગ્રાસ ભરવો નહીં, પછી તરત ભોજન છાડીદઈને વ્રત ધારણ કરેતો, તેના વ્રતનું પુર્ણફળ પ્રાપ્તી થાયછે અને તેના પીતૃદેવ સુખી થાય અને કદાચ કોઈપણ મનુષ્ય નિરજળવ્રત ન રાખી શકે, શિવાય ગાયના દુધથી અથવા કંઈ આહાર નહીં કરયો હોય એવા વ્રતવડે ફળ પામવા સમાનછે. વળી આ વાતઉપર પણ ધ્યાન આપવું જોઈએ કે અગીઆરશને દીવસે ચોખાનું ખાવું કીડા બરાબર છે જેટલા ચોખા ઊદરમાં જાય તેટલી હત્યા બેસે કદાપી વ્રત ન રાખી શકે તોપણ ચોખા ખાવાને મહા દોશછે, માણસ માંદગીમાંછે તેને પણ અગીઆરશને દાહાડે અંન્નમાં મીઠું (લુણ) ન ખાવું તેમજ રવીવારે પણ મીઠાવાળું ભુલથી ખાવું નહીં. આવી કૃશ્નના મુખની વાણી સાંભળી મહા શોક સમુદ્રમાં આ ગુપ્ત વાતથી કંપીત થઈ ડુબી ગયો, ત્યારે શ્રીકૃષ્ણે તેને શોચ અવસ્થામાં સીથીળ જોઈ અતીદયાથી તેના

મનનો ક્લેશ મટાડી આજ્ઞા કરી કે હે અરજુન આજ સુ-ધી તારાથી ઊંચ નીંચ કર્મ બન્યાં માટે આ ગુપ્ત ભેદ તારા આગળ પ્રગટ કર્યો તેને મન લગાવી અંગીકાર કર જે તારે કામ આવે. આ આજ્ઞા પામીને ભગવાનના પગ માં માથુ નમાવી સ્તુતી કરીકે હે મધુસુદન વ્રજભુષણ નં-દનંદન મનમોહન અધમઊધારણ શ્રીમાહારાજ આ સંસાર સાગરથી પાર ઊતરવા આ શિક્ષા નેકારૂપ મુખથી આ-જ્ઞાકરી તેનો મહીમા ગાતાં શેશ દીનેશ વેદાદીક પણ પાર પામી શકયા નથી હે નાથ મારી રક્ષા કરો, અર્થાત બીજી કંઈ આજ્ઞા કરો અરજુનને પરમ અધીકારી જાણી આજ્ઞાકરી.

શિક્ષા ૩૦ મી.—હે અરજુન કોઇ પુરૂષ રજસ્વળા સ્ત્રીથી મૈથુન કરે તે મહાપાપી અને સંસારમાં રોગગ્રસ્ત ર-હે અને અંતકાળે હજારવર્ષ પરયંત નર્ક ભોગવે કારણકે રજસ્વળા સ્ત્રી પેહેલે દીવસે બ્રહ્મહત્યારી બીજે રોજ ચં-ડાળી ત્રીજે રોજ ધોબણના સમાનછે માટે એ ત્રણ દીવ-સમાં તેનાં લુગડાંને અડકવાથી તથા તેનું મુખ જોવાથી પાતક લાગેછે, જો કદાપી કોઈ રજસ્વળાસ્ત્રીના હાથથી ભોજન કરેતો ઊમરમાં કરેલું પુણ્યદાન નાશ પામેછે મા-ટે માણસ ચોથે દહાડે રજસ્વળાસ્ત્રી સ્નાન કરે શુદ્ધ થાય ત્યારે તેના સાથે મૈથુન કર્મ કરે અને એ દીવસે પુરૂશ સ્ત્રી-થી સમાગમ મૈથુનકર્મ નહીં કરેતો તેને એક માણસની હત્યા લાગે, તેવું સાંભળી અરજુને પુછયું કે સ્ત્રીનો પતી પરદેશછે તો તે પાપથી શી રીતે મુક્ત થાય, ભગવાન બોલ્યા કે કદાપી

પુરૂષ ઘેર નથી તો સ્ત્રીએ સ્નાન કરી સુર્ય સન્મુખ સ્થિત થ-ઈ પોતાના સ્વામીની સુરતને મનની આરશીમાં જોઇલે તો તે-નો પતી આ પાપથી મુક્ત થાયછે.

શિક્ષા ૩૧ મી.—હે અર્જુન જો કોઇ માણસનો જીવ, કોઇ પદારથનું ભોજન માગે અને તે જીવને વિમુખ (નઆં-પે) રાખેતો તે માણુસ આ જન્મમાં સદા દુઃખી નીરાશ રહેછે; અને મરણુ પછી તેનો જીવ તે પદાર્થમાં ચોટેછે, આવું શ્રી ભગવાનનું વચન સાંભળી અર્જુને પ્રશ્નકર્યો કે હે નાથ, નીર્ધન મનુષ્ય જીવની પ્રસન્નતા કેવીરીતે કરે ત્યારે શ્રીકૃશ્નજીએ કહ્યું કે, નીર્ધન માણુસ જીવની પ્રસન્નતા માટે રવીવારનો જન્મ નક્ષત્રમાં અથવા અમાવાશ્યાને દહાડે; ઇછ્યાઅનુસાર મનમાગ્યું પદાર્થ ભોજન કરેતો પરમેશ્વર તેના મનની કામના પુરણ કરે.

શિક્ષા ૩૨ મી.—હે અર્જુન જો કોઇ મનુષ્યે કોઇને વ-સ્તુ પુણ્યઅર્થ અથવા બીજા પ્રકારે આપી તે પાછી લે તે લીધા પછી ભુલમાં અથવા અહંકારમાં ન આપી તો તે મહાદોષ છે; બીજા જન્મમાં લેનાર પાસેથી આપનાર લેછે, માટે ઊચીતછે કે જે મોઢેથી બોલ્યા તેવું આચરવું.

શિક્ષા ૩૩ મી.—હે અર્જુન કોઇ માણુસ બાળકીનું લગ્ન પૈસા લઈ કરેછે તે મહાપાતકી છે; અને તે પાપ કુળથી સદા નિરધન દરીદ્ર રેહે, અને એના પીત્ર દેવતપેણ વિ-મુખ થઇ નરકમાં વાસ કરેછે.

શિક્ષા ૩૪ મી.—હે અર્જુન કોઇ માણુસ કોઇથી કાંઇ

માગે અને માગેલી વસ્તુ હોય તે આપીદે તેના પુન્યનું ફળ અશ્વમેધ યજ્ઞ સમાન છે; કેમકે પુરણબ્રહ્મ પરમેશ્વરની પ્રસન્નતાથી જીવની પ્રસન્નતા છે,

શિક્ષા ૩૫ મી.—હે અર્જુન માણસને એવું રાખવું યોગ્યછે કે આપણને પરમેશ્વરે જે બક્ષીસ કરીછે તે ખરી છે; બીજાથી માગવું નહી; એવો સંતોષ રાખો.

શિક્ષા ૩૬ મી.—હે અરજુન જે માણસ કામના માટે ચોકી અગર પાટ, ખાટલો એટલા ઊપર બેસી પરબ્રહ્મ જગદીસનું પુજન કરે તે નિષ્ફળ થાય; માટે અવશ્ય છે કે, સારી પવીત્ર જગામાં એકાંતમાં મૃગછાલા ઊનયાવસ્ત્ર એકાદ આસન ઊપર સ્ત્રીસાહીત ચોરસ ઊપર ઊત્તર યા પુરવ તરફ મોંકરી બેસી ત્રીલોકીનાથનું સ્મર્ણ ધ્યાન પુજનમાં મન લગાવે તો ફળદાયક છે.

શિક્ષા ૩૭ મી.—હે અરજુન જે કોઇ માણસ ગંગાજેવા તીરથોમાં જઈ. કુદ્રષ્ટીથી નારીને નિહાળે તે પાપથી કોઇ છુટતો નથી; મરણ સમય જમદુત પાપીને નરકમાં લઈજઇ લોહાની લાલ કરેલી સળી (સીખ) તેના સરીરમાં મારી અનેક પ્રકારના તાપ (દંડ) આપે; આ સાંભળી અરજુન બોલ્યા કે હે જગતગુરૂ મધુસૂદન અંતરજામી કૃપાકરી બીજી પણ શિક્ષા દીજીએ તેથી તમોજ્ઞાન દુર થાય અને હૃદયરૂપી મેહેલમાં જ્ઞાનરૂપી દીપકથી પ્રકાશ થાય તે શ્રીકૃષ્ન કેહેછે.

શિક્ષા ૩૮ મી.—હે અરજુન ગંગાજીનું સ્નાન કરવાને

કોઈ પુરૂષ પોતાના ભિતારાથી જોડાપેરી જાયતો સ્નાનનું ફળ પામતો નથી.

શિક્ષા ૩૯ મી.—હે અરજુન જો કોઈ માણસ બીજ- લસમાં બેસી કંઇ સામગ્રી મંગાવી પોતે ભોજન કરે, બીજાને આપે નહી, તો તે પાપથી મુક્ત થતો નથી, ગરીબને દોરા નથી.

શિક્ષા ૪૦ મી.—હે અરજુન જે માણસ રવીવાર બારસ અમાવાશ્યાનો અપવાસ રાખી ખીચડી ખાયતો પાપના કાર- ણથી બીજા પદાર્થથી સદા વિમુખ રહે, તેની પ્રજા જીવે નહી.

શિક્ષા ૪૧ મી.—હે અરજુન બારસને દહાડે પુરાણનું ભણવું સાંભળવું પાઠકરવો અયોગ્યછે, કેમકે એ દહાડે વ્યા- સમુનિમહારાજ આખો દહાડો પરબ્રહ્મરૂપીના પુજન ધ્યાનમાં મનને સ્થીરકરી બેસેછે કદાચીત કોઈ પુરાણ વાંચે તો તેમનું મન ચલાયમાન થાયછે.

શિક્ષા ૪૨ મી.—હે અરજુન રવિવારને દહાડે દરપણમાં મુખ જોવું અયોગ્યછે, તેમજ વ્રતને દહાડે પણ અયોગ્યછે.

શિક્ષા ૪૩ મી.—હે અરજુન જે ખાટલા ઊપર પુરૂષ પરણેલી સ્ત્રીનીસાથે સુવેતો તે ચારપાઈ (ખાટલો) બીજા- ને આપવો દોશછે, ભાઈ છોકરો પણ અધીકારી નથી.

શિક્ષા ૪૪ મી.—હે અરજુન જે માણસ કોઈના તલ લે- ઈને ભોજન કરેતો બહુ દોષછે, એવું સાંભળી અરજુન બોલ્યા કે મહારાજ કોઈ ભાઈ અથવા હેતુથી તલ ખવ- રાવેતો સીરીતે તલ ખાવા જેથી દોશ નિવૃત થાય; શ્રી કૃશ્ને જવાબ કહયો કે પ્રથમ ભોજન ન કરે અને બો-

જનના બદલામાં તલ ખવરાવીએ નહી, પણ બ્રાહ્મણને આપવા જેથી મહા પુણ્ય થાય છે,

શિક્ષા ૪૫ મી.—હે અરજુન માણસ લઘુશંકા (લીંગી) કરીને જલ નહી લે અને અપવિત્રતાથી રહી કર્મ સંદકર્મ કરે તો ફળ પ્રાપ્તી નહી થાય.

શિક્ષા ૪૬ મી.—હે અરજુન જે માણસ મનને રોકી એકાગ્ર ચિત્તે કથા સાંભળે છે તે વૈકુંઠમાં નાના પ્રકારનાં સુખ ભોગવે છે.

શિક્ષા ૪૭. હે અરજુન જે માણસ અનામત મુકેલી વસ્તુને પોતાના કબજામાં કરીલેછે તે એ પ્રાપબદલ અનેક પ્રકારનાં દુઃખ ભોગવી અંતે નરકમાં પડેછે, ને તેની સ્ત્રી વાંઝણી રહેછે.

શિક્ષા ૪૮ મી.—હે અરજુન જે પુરૂષ પોતાની પરણેલી સ્ત્રીનો વિનાઅપરાધે ત્યાગ્યકરે, અને ગાયના ટોળામાં જઈને વગર વીચારે મૈથુનકાળમાં ગાયને ડરાવી નસાડે તો તે નરકમાં જાય અને તેનો વંશ ગાંડો થાય.

શિક્ષા ૪૯ મી.—હે અરજુન જો કોઈ માણસને ઘેર જે સમયમાં કરજદાર આવી ક્રોધકરી તગાજેકરી સોગન ખાઇ બારણામાં બેઠો તે વખત પોતાના ઘરમાં નાહીને અન્ન જળ ખાયતો મહા દુઃખી થાય, અને ત્રણ જન્મ પરીયંત દરીદ્રી અને દુઃખ ભોગવે.

શિક્ષા ૫૦ મી.—હે અરજુન જે માણસ પોતાની નાતની કુટુંબની અથવા સગાની બુરાઇ કરેતો તે પુત્રનું માં જોતો નથી,

શિક્ષા ૫૧ મી.—જે માણસ પોતાની અસ્તુતિ પોતાના મનથી બડાઇ કરે અથવા બીજાથી સાંભળીને પ્રસન્ન થાય તે અંતકાળમાં નરકમાં વાસ કરેછે માટે સર્વે બડાઈ સાંભળી હર્સીત ન થવું.

શિક્ષા ૫૨ મી—હે અરજુન જે માણુસ બાગ અથવા બાગનાં વૃક્ષને કાપે અને તળાવ પોખરને માટીથી કાંપે અને ભણેલી વિદ્યા ઉપર જે ધ્યાન ન ધરે અનીતીથી ચાલે તે પાપથી મુકાતો નથી અંતકાળ નરકમાં જાયછે.

શિક્ષા ૫૩ મી—હે અરજુન જે માણસ બળદને ઘોડાને ખાંસી કરેછે તે ધન સંતાન ન દેખે. આગલા જન્મમાં હીજડો થાય, તે ના થાયતો તેના વંશમાં થાય, એ બરાબર બીજુ પાપ નથી.

શિક્ષા ૫૪ મી—હે અરજુન રૂપીયા આપી પૃથ્વિ કબજે (લેછે) લાવે એના દોષે કરી આંખે આંધળો થાય અને સંતાનનું સુખ નથી.

શિક્ષા ૫૫ મી—હે અર્જુન આપણાથી મોટા પીતા મોટો ભાઇ અને બીજા માણસોને ખોટુ વચન બોલવું મોહ્‌ટા પાપછે.

શિક્ષા ૫૬ મી—હે અરજુન જંગલમાં ચરતી ગાયને ડરાવી હાંકી કાડેતો તે પાપ બદલ પાપથી મુકત થતો નથી અને અપુત્ર રહે.

શિક્ષા ૫૭ મી—હે અરજુન જે માણસ પોતાના સ્વામી સાથે યા પીતા સાથે યુદ્ધ સ્થાનમાં જાય અને યુદ્ધ કરવા-

ના અસામર્થપણાથી સ્વામીને છોડી નાશી જાય તે પાપથી રગતકોડથી વેરાપડી ગળીજાય.

શિક્ષા ૫૮ મી—હે અરજુન માણસે પોતાની અવસ્થામાં પોતાની સ્ત્રી સહીત તિર્થમાં સ્નાન ન કર્યું વા શંકા લજાથી સ્નાન ન થયું તેમનો જન્મ સંસારમાં નરક સમાન છે વાસ્તે સ્ત્રી સહીત તિર્થસ્નાન કરે અને શ્રદ્ધાપુર્વક બની આવે તે પુણ્ય કરે તે અશ્વમેધ યજ્ઞનું ફળ પામે અને તેની પીત્રીઆદી પુરૂશો સુખી રહેછે. આ સાંભળી અરજુન બોલ્યા કે હે અંતરજામી જગદીશ જે માણસને પોતાની નાત જાતની લાજથી સ્નાન ન થાય તો તેને શું કરવું ઉચીત છે, શ્રી ભગવાન કહેછે કે જ્યારે પુર્ણિમાસી સંક્રાંતી વા સીદ્ધયોગ અમાંવાસ્યા જન્મનક્ષત્ર વ્યતિપાતાદી શુભવાર આવે ત્યારે સ્ત્રી સહીત નદી, તળાવ, હોજ, કુવે અથવા ઘેર સ્નાન કરે અને શ્રદ્ધાપુર્વક દાન કરે તેથી યજ્ઞ ફળને પામેછે અને પાછળનાં પાપથી મુકતી પામી વૈકુંઠ ધામ પામેછે હે અરજુન આ વારતા ચ્યાર વેદમાં ગુપ્તછે દેવતાપણ જાણતા નથી પરંતુ આહુકછો માટે તારૂ હીત વીચારી કહુંછું.

શિક્ષા ૫૯ મી—હે અરજુન માણસે કોઇનો પડદો ઉઘાડવો નહી, ઉઘાડવાથી માહા પાપછે.

શિક્ષા ૬૦ મી—હે અરજુન જે માણસ પરણાવેલી ગાયનું દૂધ ૮૦ એંસી દીવસ સુધી વાછડાને પાવું, ન પાય તો એ દોશથી પુત્ર રહીત થાય, ઘણા વરસ નરક ભોગવે.

શિક્ષા ૬૧ મી—હે અરજુન પોતાના કુટંબીઓને

ઘાયલ કરવા અથવા જીવથી મારવા અને તેમની બુરાઈ ચાહાવી તે માહા પાપછે.

શિક્ષા ૬૨ મી—હે અરજુન જે માણસ પારકા હીસ્સાનો કબજો કરી લેછે તો તેની સ્ત્રી કુકર્મી હોય પોતે દરીદ્ર હોય પુત્ર વગરનો હોય કદાચીત પુત્રી થાયતો જીવે નહી જીવેતો વિધવા થાય આંખે આંધળો તે ચાર જન્મ સુધી રહે છે અંતકાળ સમયે જમના દુત તે પાપીને નરકમાં લેઈ જાય ને લોઢાના તપેલા ખંભાથી બાંધી મારમારે અને દુઃખી રાખે.

શિક્ષા ૬૩ મી—હે અર્જુન સૂર્ય, ચંદ્રના ગ્રહણમાં ખાય પાણી પીયે અથવા મુત્રોત્સર્ગ કરે તે સુર્ય ચંદ્રના શ્રાપથી ધન સંતાન સુખ ન પામે અંતે નરકમાં જાય.

શિક્ષા ૬૪ મી—હે અરજુન જે દીશાએ જઈ આવી રહેલા જળથી હાથ પગ ધુવેતો માહા દોશછે અને તેના કુકુંબમાં પ્રેત બાધી કરેછે કેમકે એ જળ પ્રેતના ભાગનું છે માટે એમ કરવું નહીં.

શિક્ષા ૬૫ મી—હે અરજુન જે માણસને સંતાન નથી તેનું જીવવું વ્યર્થ છે એવું સાંભળી અરજુન બોલ્યો કે હે સ્વામી પુત્રહીણ માણસને કોના હાથથી તર્પણ પોચે એ સાંભળી ભગવાન હસ્યા અને બોલ્યા કે હે અરજુન આ વાત ગુંસછે તે તારા આગળ કહુંછું દેવતાપણ જાણતા નથી, પુત્રહીણની સ્ત્રી સુશીલ હોયતો અને પ્રીત ભાવથી સુદ્ધ મન કરી તર્પણ અને શ્રાદ્ધ કરેતો તેના પતિને જળ પોંચે અને એવી પુનીત સ્ત્રીનાં સારાં કર્મથી સાત કુળ વૈકુંઠમાં જાય અને એ-

ના પતિ પાપથી નરકમાં હોય તોપણ તે વૈકુંઠ ધામ પામે.

* શિક્ષા ૬૬ મી.—હે અરજુન દવાદશી અમાવાશ્યા તથા રવીવારને દીવસે સરીરે તેલ લગાડવું માહાદોષછે.

શિક્ષા ૬૭મી—હે અરજુન.ગ્રહસ્થના ઘરમાં પીપળો આંદી વૃક્ષ રાખવાં નહીં કેમકે પ્રતિદીન એકવાર પિતૃદેવ પોતાના પુત્રના ઘરમાં આવેછે, જો અહીં બ્રાહ્મણ મીઠાઇ ભોજન કરતાં દેખી આશીર્વાદ દેઇ અને વૃક્ષ આદીક ભુતં પીશાચ પ્રેતાદીક વાસ કરેછે તેના ડરથી ઘરમાં ન આવે ને શ્રાપ દઈ જાય અને તે માણુસ નિરધન થઈ સદા દુઃખ પામે માટે ઘરમાં પીપળો પીપર વૃક્ષ રાખવું નહીં અને તેના નિચે દીવો બાળવો નહીં, તે અસુભછે.

શિક્ષા ૬૮ મી-હે અરજુન મનુષ્ય દેહ બહુ કઠીનતાઈથી અથવા બહુ જપતપથીપ્રાપ્ત થાયછે તેથી દેહ પામીને અલંકારરૂપી ફાંસો ગળામાં નાંખવો અયોગ્યછે કેમકે માથાના સુવાળા (વાળ) પોતે પોતાના હાથમાં રાખેલા છે, નથી જણાતું કે ક્યારે શરીરથી જુવાજારો થાય તે ઉપર માણુસ કહેછે કે બાળક જુવાન વૃદ્ધ એટલે વૃદ્ધાવસ્થા ભજન કરવા યોગ્યછે એમ માનવું ભુલ ભરેલુછે જો ક્ષણભર દેહપર જુઠો ભરોંસો કરે, માણુસને ઉચીતછે કે ક્રોધ, લોભ, અહંકાર અને બુરાઈ એટલાથી વેગળો રહી ઈશ્વરે જે આપેલું છે તેમાં સંતોષ રાખે, હર્ષ, શોક, હાની, લાભ, સારૂ નરતુ સમ જાણી સરવે જીવને પુરણબ્રહ્મ પરમેશ્વરને સમાન દેખે જુએ પછી સદા સચિદાનંદ નારાયણના ચર-

ણુાર્વિંદમાં મન લગાવા પ્રસન્નતાથી સ્મરણ કરે કેમકે અંતકાળમાં માતા, પીતા, ભાઈ હેતુ કોઈ સહાય થતું નથી સકર્મ સારૂકર્મ (પુન્યરૂપ) કરે જાય તો સહ્રાયતા પામેછે.

શિક્ષા ૬૯ મી—હે અરજુન જે માણસ પ્રતિદીન પીપળાને પાણી આપે નહી અને પક્ષમાં માહાદેવનું વ્રત પુજન કરે નહી એનું શરીર શીયાળના તુલ્ય છે તે સદા નીર્ધન અને દુખી રહે, એ સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો કે હે વાસુદેવ જગતગુરૂ કોઇને નિત્ય પુજન થાય નહી તે શુ કરે. શ્રી ભગવાને કહ્યું કે શનીવારને દીવસે પીપળાની જડમાં બ્રહ્મા, વચ્ચામાં વિષ્ણુ, શાખામાં માહાદેવ, પાંદડે પાંદડે દેવતાનો વાસછે, સઘળાં તીરથોસહીત પીપળાનું પુજન કરે છે માટે માણસ શનીવારેનેશનીવારે નીયમ કરી પુજન પરીક્રમા કરે અને પીપળાના વૃક્ષ નિચે કહી ભોજન કરાવે પોતે પણ કરેતો માહાપુણ્યથી દેવતાનો આશીરવાદ પામી ધન સંતાનથી સુખ પામે, મનકામના પુરણ થાય, જમના દુત તેનાથી ડરી નાશી જાય. આવી રીતથી પીપળાનું પુજન તિર્થસ્નાન તથા યજ્ઞના જેટલું ફળ આપનાર છે, વળી ફાગણ મહીનાની કૃષ્ણચતુર્દશી (૧૪) માહાદેવનો વ્રતધારી રાત્રીએ જાગરણ કરે પ્રહરાંતર ચાર વેદ ગાય, દુધ ગંગાજળ મધ આદીકથી માહાદેવજીને સ્નાન કરાવી વિધીપુર્વક પુજન કરે એ વ્રત બાર માસના વ્રતનું ફળદાયકછે. આ વ્રત કરેથી પાછલાં પાપ નાશથાય અને શીવલોકમાં વાસપામે; મનકામના પુરણ થાય, કદાચીત પુર્વવત વ્રત ન રાખીશકે તો તેની સ્ત્રી

એવીરીતે વ્રતરાખે અને મહાદેવની પ્રીતિસહીત પુજાકરે એટલુ ફળપુન્ય થાય કે લખવામાં પણ ન આવે. આવાં બોધરૂપ વાકય સાંભળી પ્રસંનતાથી વિનયપુર્વક દંડવતકરી અરજુન બોલ્યો કે હે દીનદયાળ આપના મુખારવિંદની વાર્તા સાંભળવાથી માહારી બુદ્ધી વૃદ્ધીપામેછે, તે સાંભળી શ્રી ભગવાને કહ્યુંકે હે અરજુન આ પુરાણી વાર્તા વેદથી તારીઆગળ કહી અને બીજી શિક્ષા પણ કહું તે ચીત લગાવી સાંભળ.

શિક્ષા ૭૦ મી.—હે અરજુન જે કોઈ માણસ સ્નાનકરી ગુલર (ઊમરાના) અને મહુડાના ઝાડનીચે જાય તો સ્નાન ફળ પુણ્યની ચોથાઇ વૃક્ષને પ્રાપ્ત થાયછે, એ સાંભળી અરજુને તેનુંકારણ પુછયું શ્રીકૃશ્નજી કહેછે કે જ્યારે હરણાકશ્યપને નૃસીંહઅવતારે તેનું પેટ નખથી ફાડયું ત્યારે નૃસીંહના નખમાં જવાળા ઊઠી ત્યારે મહુડાનું અને ઊમરડાનું વૃક્ષ જોયું તે બે ઝાડનાં પાંદડાં હાથે ચોપડયાં ત્યારે શાન્તીથઈ જવાળા મટીગઈ ત્યારે નૃસીંહજીએ કૃપાકરી કહ્યુંકે સ્નાનકરી એ નિચે આવેતો પુણ્યની ચોથાઈ તમને મળશે, અજાણે જવાય તો નૃસીંહજીનું નામ ત્રણ વખત ઊચ્ચાર કરેતો પુણ્યબચે અને વૃક્ષને પ્રાપ્ત થાયનહીં.

શિક્ષા ૭૧ મી.—હે અરજુન સ્નાનકરી ખાટલાપર બેસી, બહાર ફરવાનિકળી લોકોથી મેળાપ કરવાથી સ્નાનનું ફળ જતું રહેછે. માટે સ્નાનકરી કંઈ ખાઈને બહાર જાય તો દોષ લાગતો નથી.

શિક્ષા ૭૨ મી.—હે અરજુન આંબાનો બાગ અથવા બાગના વૃક્ષને કોઈ કાપે, તો તે દસ ઝાડ કાપનાર એક બ્રહ્મહત્યાના પાપને પામેછે અને બાગ કરાવનાર કે કરનાર યજ્ઞ પુણ્યના સમાન પામે છે, બાગ કરવાની શકતી ન હોયતો પાંચ ઝાડ સારા ઉત્તમ ભાગ ઉપર વાવે, તો અંતે વૈકુંઠ ધામ પામે.

શિક્ષા ૭૩ મી—હે અરજુન જે માણસ તુળશીનું વૃક્ષ ઘરમાં રાખી પ્રતિદીન સ્નાનકરી તુળશીને જળ, ચંદન, અક્ષત, પુષ્પ, નૈવેધ, ધુપ, દીપ આદીક કરે તેનેઘેર જમનાદુત આવતાનથી અને લક્ષ્મી પ્રકાશીત રહેછે. અશ્વમેધના ફળ માફક પુન્યછે પ્રતિદીન પુજા બનીઆવેતો અશાડ કારતક (અગહન) (આસો)માં પ્રતિદીન પુજનકરે અને આંબળીના વૃક્ષનિચે બ્રહ્મભોજન કરાવે તોપણ યજ્ઞના સમાન પુણ્ય થાયછે. રવીવારે (આંબળી)ના ઝાડનું પુજન કરવું નહી.

શિક્ષા ૭૪ મી—હે અરજુન તિથી, વાર, નક્ષત્ર કે સમય વગર જે શ્રાદ્ધ કરેછે તે તેના પીત્રીયોને પોચતું નથી.

શિક્ષા ૭૫ મી—હે અરજુન જેના ઘરમાં વાંઝણી સ્ત્રી હોય તેને સંસારમાં નરક છે કેમકે તે સ્ત્રીના હાથથી અન્ન પાન કરવું માહાદોશ છે, માહાદોશથી મુકતી પામવી કઠણ છે, અને એના આ જન્મમાં મુખમાં દુરગંધી હોય, એવું સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે એવી સ્ત્રી આપણા કુટંબમાં અગર સગાંવહાલાંમાં હોય ને તે ખવરાવે તો તે પાપથી કેવી રીતે છુટાય! તે સાંભળી શ્રીભગવાને કહ્યું કે ભોજન કરવાના

સમયે અનંતશકતી પરબ્રહ્મ કમળનયન ધર્મરક્ષકનું નામ લેઈ પ્રાર્થના કરે કે હે જગદીશ્વર તુંજ અઘમોચન ભયભંજન અધમઉધારણ તુંજછે, એવીરીતે શ્વાસે શ્વાસે નામ લેઈ જળ પૃથ્વિપર છોડી જ્યોતિસ્વરૂપનું નામ લેઇ ભોજન કરે તો એ કર્મથી ધનસંતાનની વૃદ્ધિ થાય.

શિક્ષા ૭૬મી.—હે અરજુન કોઈ મનુષ્યપાસે જળનો લોટો પીવા માટે માગ્યો હોય તો હાથોહાથ લઈ પીવો કુરીતછે માટે ઉચીતછે કે જળનો લોટો પૃથ્વિપર મુકી પછી પીવું તેથી દોશ નથી.

શિક્ષા ૭૭ મી.—હે અરજુન, માણસ જે પાત્રમાં ભોજન કરે અને માંજે નહી, વળી તેમાં ઉચીષ્ટ જુઠો ભાગ તેજ પાત્રમાં રાખેતો અન્નદેવના શ્રાપથી સદા દરિદ્રી અને દુખી રહે.

શિક્ષા ૭૮ મી.—હે અરજુન જે માણસ પોતાનું ઘર આંગણું વાળીને સાફ ચોખું ન રાખે તેને માહાદેવજી અને તેના પિતૃદેવતાના શ્રાપેકરી છઠે મહીને નીરાધાર થઈજાય, પીતાના પાપથી પુત્ર દરીદ્રી થાયછે, સ્ત્રીના પાપથી પુરૂશ વૈકુંઠમાંથી નરકમાં જાયછે.

શિક્ષા ૭૯ મી.—હે અરજુન નદી, કુવો, હોજ, તળાવ. છોડીને સ્નાન કરવું તે સફળ નહી, તેવું સાંભળી અરજુને કહ્યું કે નદીઆદીક ન મળેતો શું કરવું? તો શ્રી ભગવાને કહયું કે ગરમ પાણીમાં હાથ બોળે નહીં તો ગંગાજળ સમાન છે. હે અરજુન આવી વારતામાં ધ્યાન ધરવું બહુજ કઠણ છે

परंतु जेकोई मुकती भकती बुंद्धीमान छे तेथी मन सुद्धकरीने भगवतनुं ध्यानधरेछे, आवुं सांभळी अरजुने बहु सोचकरी श्रीकृष्णजीना चरणार्विंदमां शीरनामी विनती करी के हे सच्चीदानंदवासुदेव आ ऊपर कहेली शिक्षामांथी कंई बनी आवेछे कंइ बनि नथी आवतुं मांटे शोरीते अंत समय मुकती प्रासी थशे एवा सोचसमुद्रमां डुबतोने देखीने अती दयाळताथी आसवास करी आज्ञा करी. दोहरो.

विद्या पर क्षोभ करी, धीरज मनमां धार;
ध्यानधरो एटलाजपर, नसे पाप नीरधार. १

शिक्षा ८० मी.—हे अरजुन जे माणुस स्नान करी पोताना लेलाटमां तिलक करतो नथी, तेनुं नावुं पसुना समानछे, तलकवगरना ब्राह्मणुने नमसकार करवो अयोग्य छे; तीलक न जुवेतो बहुज दोशछे जे स्नानकरी तीलक करेछे तेने जोई यमनादुत डर खायछे.

शिक्षा ८१ मी.—हे अर्जुन जे माणस पोताना मनने संकल्प विकल्प करीने, निशदिन शोकसागरमां बुडयो रेहे ते सूख स्वप्नामां पण न देखे, एटला माटे मनुष्ये अवश्य भावि थवाऊपर दृष्टिराखी सुख दुःख समान गणवुं तथा ईश्वरस्मरण भजनमां सदायमनने प्रसन्नराखवुं. ८१

शिक्षा ८२ मी.—हे अरजुन मनुष्यनी देहधरी ते माहा पुनीतछे केमके मनुष्यदेह बहु कठीनताईथी प्रास थायछे कदाचीत देहने भोजन प्रतिदीन प्रास नहीं थायतो

પુર્ણમાએ અવશ્ય ભોજન કરવુંજોઈએ તેથી મહાપુણ્યછે.

શિક્ષા ૮૩ મી.—હે અરજુન જે માણસ મસૂર ગાજર લસણ ખાયછે તેઓને નરકમાં પણ ઠેકાણું નથી; કેમકે એ ત્રણેનાંબીજ માણસના પેટમાં ૨૧ એકવીસ દીવસ રેહેછે એકવી દીવશમાં મૃત્યુકાળ આવીજાયતો નરકમાં વાસપામે. આ સાંભળી અરજુને પ્રશ્નકર્યો કે હે ત્રિલોકીનાથ જકત પાળક પ્રભુ કોઈએ આ ત્રણમાંથી વસ્તુ ખાધી હોય પછી બિમારી આવે અને મૃત્યુકાળ આવી પોહોચે તો કેવી રીત આ પાપ દુર થાય? શ્રીકૃશ્નજીએ કહ્યું કે ગંગાજળ પીવાથી આ વસ્તુ પેટમાંથી નિકળી જાય અને દોષ નિવૃત થાયછે.

શિક્ષા ૮૪ મી.—હે અરજુન જે માણસ પોતાના ઘરમાં આઠે પોહોર દીવો બળતો રાખે અને કોઈપણ વખત બુઝવી ન નાંખે તો તેના પીતૃદેવ અતિ પ્રસન્ન થઇ આશિર્વાદ દેતો તેને ધનસંતાનની વૃદ્ધિ થાય, વળી આગલા જન્મમાં તે મનુષ્ય ભગવાનની ઘણી દયાવડે પરમ સુખ પામશે અને અંતસમે વૈકુંઠધામમાં વાસો કરશે.

શિક્ષા ૮૫ મી.—હે અરજુન જે મનુષ્ય ભોજન કરીને બચેલી ઝુઠન (છોરાએલ પાક)ને બીજીવાર ખાય અથવા કોઈને ખવરાવે તો આ મહાદોષથી અવશ્ય દરિદ્રી થાય.

શિક્ષા ૮૬ મી.—હે અરજુન જે માણસ અંધારી રાત્રીમાં ભોજન કરે અથવા ભોજન કરતી વખતે દીપક

બુઝાઈ જાય અને ભોજન કરે જાય, તે આ દોષના કારણથી ધન સંતાનનું સુખ નાહીં દેખે, આવાજ સમયે ભોજન પ્રેત સંગાથે કરવા બરોબર છે.

શિક્ષા ૮૭ મી.—જોં માણસ પોતાના શીરની બાંધેલી પાઘડી બીજાને પેહેરવા આપે તો બાહુ દોષછે કારણ કે આપનારની બુદ્ધિ ઘટી પેહેરનારની વધેછે.

શિક્ષા ૮૮ મી.—હે અરજુન દક્ષિણ દિશાસામા પગકરી સુવે તો ઘણું અસુભ છે.

શિક્ષા ૮૯ મી.—હે અરજુન છોકરી ૪ વર્ષની પાર્વતી ૬ વર્ષની કન્યા કહેવાય છે જે મનુષ્ય તે અવસ્થામાં છોકરીનો વિવાહ કરે તો મોટા યજ્ઞ સમાન ફળ પ્રાપ્ત થાય છે અને જો બાર વર્ષની થયાછતાં લગ્ન નથી કરતા તેને મોટો દોષ છે.

શિક્ષા ૯૦ મી.—હે અરજુન જે મનુષ્ય માથાપર અંગોછો બાંધે અને કચ્છો વાળે અર્થાત કમરમેં ધોતી નાહીં રાખે તેનાં સઘળાં કરેલાં પુણ્ય નાશ થાયછે અને પાપના પાસમાં ફસાઈ અંતકાળ નરકમાં વાસ પામેછે જેથી તેના પિતૃદેવ નરકવાસી થાય, કેમકે એના પગ પૃથ્વી ઉપર ધરવા એવું છે કે જેવી રીતે ગાયને ધરતી ઉપર નાંખી તેના ઉપર પગ દઈએ તેમ.

શિક્ષા ૯૧ મી.—હે અરજુન વાસી જળથી તર્પણ કરવું લોહીના સમાન છે આવા પાપને કારણ માણસ અંતકાળ પર્યંત ઘોર નરકમાં જઈ શકે તથા લોહીના ભરેલા

કુંડમાં વાસ કરેછે.

શિક્ષા ૯૨ મી.—હે અરજુન હાથ, કાન અથવા ગળામાં સોનું રાખવું મહા પુનીત છે કેમકે સ્નાન કરવા વખતે જે જળ સોનાને લાગી શરીરપર પડે તે ગંગા સમાન છે.

શિક્ષા ૯૩ મી.—હે અરજુન ગંગાજીઆદિ તિર્થમાં ન્હાયા પેહેલાં ધોતીઆં ધોવાં એ મહા દોષ છે.

શિક્ષા ૯૪ મી.—હે અરજુન જે માણસ પોતાના કુટુંબમાંથી એક માણસ તીર્થ ઉપર જાય તો તેને ચાહાવું જોઈએ કે પ્રથમ સ્નાન કર્યાપછી તર્પણ હોંય, કાળક્ષેત્રના વિચારપર કરે તો તર્પણ કર્યાના ફળની પ્રાપ્તી થાયછે.

શિક્ષા ૯૫ મી.—હે અરજુન જે બીમારી ગંગાજી અથવા બીજા તીર્થમાં જઈ મૃત્યુ પામે તેને દાહક અરધં બાળી ખેત્રમાં વેહેવરાવે તો તે મહા દોષથી અંતકાળ નરકવાસી હોય અને તેની ભસ્મ કરી દાહસ્થાનમાં ભસ્મને સાત દિવસસુધી બંદોબસ્તથી ગાય શિવાય કુતરાં, બિલાડાં, ગધેડાં આદી ચાર પગવાળાં અને સ્ત્રીનો પરછાયો તે ભસ્મ ઉપર પડવા નહીં દે, પછી આઠમે દિવસે સ્નાન કરી ભસ્મને ક્ષેત્રમાં પધરાવી ક્ષેત્રની મૃતીકાથી દાહસ્થાન શુદ્ધ કરે તો જગતનાં સર્વ તિર્થનાં સ્થાન તથા મોટા મોટા યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય તથા સબ વૈકુંઠવાસ પામે અને દાહકને સદાય આશીષ દેછે.

શિક્ષા ૯૬ મી.—હે અરજુન વરસાદ વરસ્તે સૂર્ય ઉ-

દય હોય તે વખત સ્નાન ગંગાસ્નાન સમાન ફળદાયકછે જે દેવતાઓને પણ પ્રાપ્ત નથી થતું.

શિક્ષા ૯૭ મી.—હે અરજુન સૂર્ય અસ્ત વખતે ભોજન કરવું જળ પીવું દિશાએ જવું એ મહા દોષ છે, કેમકે તે વખત સૂર્ય અને-દેવતાઓને યુદ્ધ થાયછે તેટલા માટે મનુષ્યને અવશ્ય છેકે સંધ્યાસમય ત્રિલોકીનાથ જગદીશ્વરનું ધ્યાન સ્મરણ શિવાય કોઈ કામ કરવું નહીં અને અર્ધાસ્ત સૂર્યને જળ તર્પણ કરે તો સૂર્યનારાયણના આશીર્વચનથી સદાય સુખી રેહે અને જે મનુષ્ય સુર્યાસ્ત વખત કોઈ નિચ કામ કરે તો ઘણાં વર્ષ નિર્ધન તથા દુ:ખી રેહે. વળી આ વાતમાં પણ જ્ઞાન કરવું જોઈએ કે સંધ્યા સમય ચાર ઘડી દિનથી ચાર ઘડી રાત્રીથી ચાર ઘડી દિન ચઢ્યા સુધી સુઈ રહે તો મહા દોષ છે જે મનુષ્ય આ બે વખતમાં પરમદયાળ પરમેશ્વરના ધ્યાન સ્મરણમાં મન લગાવી રેહે તથા પુરાણનો પાઠ કરે તો સર્વ પાપથી મુક્તિ પામી સુખ સ્થાનમાં વાસ પામે અને સંતાનનું સુખ જુવે.

શિક્ષા ૯૮ મી.—હે અરજુન હાથમાં લઈ જે માણસ રોટલો ખાય તે થોડા કાળમાં દરિદ્રી થાયછે.

શિક્ષા ૯૯ મી.—હે અરજુન જે મનુષ્યના ધન સંપત્તિ સંતાનપર જોર કરે તે આ લોકમાં નિર્ધન અને પરલોકમાં નરકનિવાસી થાયછે અને આવતા જન્મમાં નિપુત્ર થાય.

શિક્ષા ૧૦૦ મી.—હે અરજુન જે પુરૂષ જેને પુત્ર નથી

અને તેને મારે નામથી કે, આ સંસારમાં ન પામે સન્માન, અંતકાળ નરકનિવાસી હોય બીજે જન્મ નિપુત્રો થાય.

શિક્ષા ૧૦૧ મી.—હે અરજુન જે સ્ત્રીને બાળક પેદા થાય તેના હાથનું ૪૫ દિવસ અન્ન તથા જળ ખાય તો આ દોષથી તેના પીતૃદેવ વૈકુંઠમાંથી નરકમાં જાય, આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે દીનદયાળ જે મનુષ્ય નિર્ધન અને એકલો હોયતો આવા દોષથી શી રીતે બચે, શ્રીકૃષ્ણજીએ કહ્યું ૨૩ દિન અથવા તેર દિન પછી તે સ્ત્રી ગંગાજળથી સ્નાન કરી પોતાના ગજા માફક પુણ્યદાન કરે તો તેના હાથનું ભોજન ખાવાને દોષ પ્રાપ્તી નથી થતી, અર્જુને આ શિક્ષા શ્રી ભગવાનના મુખાર્વિંદથી સાંભળીને બહુ શોચ કરયો અને બે હાથ જોડી વિનંતી કરી કે હે ત્રિલોકીનાથ આ વાત સાંભળી ચિત્તમાં દીવાની સમાન ઉજવાળો થયો માટે કૃપા કરી બીજીપણ આજ્ઞા કરો. આ સાંભળી શ્રી ભગવાને કહ્યું કે જે વાર્તાને મુનિશ્વર અને રૂષિશ્વર નહીં જાણે તે તારા આગળ કહુંછું, મન લગાડી સાંભળ.

શિક્ષા ૧૦૨ જી.—હે અર્જુન મનુષ્ય ચિત્તની પ્રસન્તાથી કાંઇ પુણ્ય કરે તે અધિક ફળ પામે અને મનમાં ઉદાસ થઇ અથવા ક્રોધ કરી પુણ્યદાન કરે તથા જેને દાન આલે છે તેના મનને દુઃખી કરે તો પુણ્ય નિષ્ફળ જાય અને પાંતકી થાય.

શિક્ષા ૧૦૩ જી.—હે અરજુન જે મનુષ્ય પોતાના છોકરાને બીજાને ખોળે સોંપે તો તે પુત્રના હાથનું જળ પો-

તાને પોહાચતું નથી અને કદાચિત સોંપેલા પુત્રને ફરી પાછો લે તો તે જવાન થઈને મરી જાય અથવા તેના બદલે બીજો પુત્ર મરે તથા આગલા જન્મમાં ધન સંતાનનું સુખ નહીં પામે અને નરકવાસી થાય. આ સાંભળી અર્જુને પ્રશ્ન કર્યો કે હે સચ્ચીદઘનઆનંદ કોઇ મનુષ્ય અજ્ઞાનતાથી આપેલ પુત્રને પાછો લે તો આવા પાપથી કેવી રીતે મુકતી પામે? શ્રી કૃશ્નજીએ કહ્યું, હે અર્જુન તે મનુષ્ય પોતાની સ્ત્રી તથા તે પુત્ર સહિત ગંગાજીમાં સ્નાન કરીને પીળી, લાલ, ધુમરી, ધોળી મધુરી એ પાંચ રંગની પાંચ ગાય જે દુધ દેતી હોય અને તેની ખરીઓ સીંગોટાં સુવર્ણમય પીઠ મઢેલી હોય તે બ્રાહ્મણોને પુણ્ય કરે અને પરબ્રહ્મ પરમેશ્વરનું ધ્યાન ધરી પોતાનો અપરાધ માફ કરાવે તો આવા મોટા પાપથી મુકિત પામે અને તે પુત્રના હાથનું તર્પણ તેને પોહાચે.

શિક્ષા ૧૦૪ થી.—હે અરજુન જે મનુષ્ય યુદ્ધ કરવાં યુદ્ધાવસ્થામાં જઇને ધન અને બળના અહંકારથી વેરીને ક્રુર વચન બોલે તથા ગાળી આપે તો આ પાપે વૈરીથી યુદ્ધમાં હારીને યુદ્ધ સ્થાનથી નિર્ફળ નાશી જાય.

શિક્ષા ૧૦૫ મી.—હે અરજુન જે વખત યુદ્ધ કરતે કરતે એક મનુષ્ય બળહીણ થઇ બીજાની શરણ આવે એ વખતે કદાચીત તે મનુષ્ય શરણ આવેલાને જીવથા મારી નાંખે અથવા ઘાયલ કરે તો તે પાપથી તેનો પુત્ર જવાન થઈ મરે તથા આગલા જન્મમાં તેની સ્ત્રી વાંઝણી થાય.

શિક્ષા ૧૦૬ ઠી.—હે અરજુન જે માણસ કાગળ અથવા લાકડાપર મનુષ્યઆદી જનાવરોનાં ચિત્ર બનાવે તે આ મહાદોષનેમાટે આ જન્મમાં અથવા આગલા જન્મમાં ધનં તથા સંતાનનું સુખ નાહીં દેખશે અને આંખથી અંધો થાય, કેમકે ચિત્ર છે તે નિરજીવ છે પરંતુ શ્રી ભગવતઆદિ દેવતાનાં પ્રતિમા પ્રતિષ્ઠા કરવાથી ધન સંતાનાદિ સુખ થાય.

શિક્ષા ૧૦૭મી.—હે અરજુન જે મનુષ્યના મુખથી વચન ઉચ્ચારણમાં થુંક બહાર આવે અને બીજા મનુષ્યના શરીર ઉપર પડે તો તે આગલા જન્મમાં કુક્કરની દેહ પામે અને અંતકાળ નરકનિવાસી થાય.

શિક્ષા ૧૦૮મી.—હે અરજુન જે મનુષ્ય પોતાના સ્વામીની આજ્ઞા સાંભળી જ્યાં ત્યાં ઉભો રહે અને સ્વામીની આજ્ઞા ધ્યાનમાં ન લે તો સદાય દુઃખી રહે તથા નરકમાં જાય, કેમકે સ્વામીની અવજ્ઞા કરવી એ પાપમાં મહાપાપછે. આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે જદુનાથ જગતબંધુ કદાચીત સ્વામી એવી ચાકરી ફરમાવે કે સેવકથી બની ન શકે તો પાપથી કેવી રીતે મુકત થાય? શ્રી કૃષ્ણજીએ કહ્યું કે, જે સેવકને કહેલી કઠીણ ચાકરી સ્વામીથી બની ન શકે તેવી હોયતો સેવકે જરૂર કરવી, કે જે દિવશથી સ્વામીની આજ્ઞા લોપી તે દિવશથી જ્યારે સ્વામી બીજીવાર કોઈ પણ કામની આજ્ઞા કરે અને સેવક મન લગાવી કરે તેટલા દિવશનો પગાર સ્વામી ન લે તો

આ દોષ દુર થાય. અને એટલા દીવસથી લેતો આવા પાપથી ધનનું સુખ નાહી પામે, અને કળીકાળ જમરાજાના દુત તેને બહુ દુઃખ દેછે. આ સાંભળીને અર્જુને પ્રશ્ન કર્યો કે જગદિશ્વર શિવકથી સ્વામીની ચાકરીમાં ચૂક પડે કદાચિત નિર્ધન હોય અને તેને પગાર ફરી આપવાની શંક્તિ ન હોય તો કેવી રીતે આ દોષથી મુકતી પામે? શ્રી કૃષ્ણજીએ કહ્યું કે એ પગારમાંથી ચોપાઇ પુણ્ય કરી પરમદયાળુ પરમેશ્વરના આગળ પોતાના અપરાધની માફી માગેતો આવા પાપથી મુકતી પામે તથા સદાય સુખમાં રહે.

શિક્ષા ૧૦૯મી.—હે અર્જુન જે મનુષ્ય હવેલી, તળાવ, કૂવા આદી જે મકાન તૈયાર કરાવે, અને તે અધ બનેલા મકાનમાં ધરતી ઉપર બેશી ભોજન કરેતો પાપછે. તેટલા માટે જ્યારે સંપુર્ણ મકાન તૈયાર થાય ત્યારે સ્ત્રી સહીત તેની પ્રતિષ્ઠા કરી પરિક્રમા કરે તથા ભુદેવોને ભોજન કરાવી ગૌ દાન કર્યાપછી તેના કુટુંબ સહીત પોતે ભોજન કરેતો અશ્વમેધ યજ્ઞના સમાન ફળ પ્રાપ્તિ થાય તથા આવાં સુકર્મથી ધન સંતાનનેમાટે પરમ સુખ પામે.

શિક્ષા ૧૧૦મી.—હે અર્જુન જે માણસ તિથીસ્નાન તથા દર્શન યાત્રાએ જાય અને રસ્તામાં કોઇની મજબાની ખાયતો તે આવા દોષથી જન્મભર સંસારના પદાર્થોથી વિમુખ રહે તથા તેની યાત્રા નિષ્ફળ જાય કેમકે સ્નાન જાત્રાનું ફળ જેણે મજબાની ખવરાવી તેને મળેછે. અર્જુને પ્રશ્ન કર્યો કે હે ભગવન્ત ભકતવત્છળ રસ્તામાં ભાઈ યા

સગુંવાહાલું નાતીલો મળે અને મજબાની કરેતો કેવા પ્રકારે આ દોષ મટે? શ્રી કૃશ્નજીએ કહ્યું જતી વખતે કોઈનું ન ખાય આવતી વખત ખાયતો દોષ નથી. પરંતુ તિર્થી તથા દેવસ્થાન ઉપર ભુલ કરી કોઈ ભાઇયા નાતેદારની મીજબાની નખાયતો અને તે લોક હઠ કરેતો સ્નાન યાત્રાથી નિશ્ચિત થઇ સાતવાર તિથિ સ્નાનની પરિક્રમા કરી. ચાલતી વેળા મિજબાની ખાય, વળી જેટલી મિજબાની ખાય તેથી વિસગણો બ્રાહ્મણોને ખવરાવે તો તેનો દોષ દુર જાય તથા યાત્રા સુફળથાય.

શિક્ષા ૧૧૧ મી.—હે અર્જુન જે મનુષ્ય પક્ષીના માંસના લોચા જેવા બચ્ચાને બાહાર કાહાડે તો આ પાપથી આ જન્મમાં દરિદ્રી થાય અને તેનો પુત્ર જવાન થઇને મરે, તથા અંતકાળ નરકવાસી થાય પછી આગલા જન્મમાં ધન સંતાનનું સુખ ન દેખે, કેમકે તે બચ્ચાંને મનુષ્યના અડવાથી પક્ષી દેખીને ઉડી જાય તો પક્ષી તેનું પાલન ન કરે પછી ભુખ તથા તરશાથી મરી જાય અથવા ભુખ તરશાથી માંસ માળામાંથી નિચે પડી જાય તો બીલાડાં, કુતરાં ખાઈ જાય એટલા માટે આ અપરાધ તેજ મનુષ્યના શિર ચઢેછે.

શિક્ષા ૧૧૨ મી.—હે અરજુન ગાયને દોતી વખત ગાયનો બાલ તુટે તો મોટો દોષ છે જો દુધમાં બાલ પડે તથા છાણ્યા વિના દુધ ઉનું કરી પીએ તો દરિદ્રી થાય છે કેમકે આ પાપ શિવાય બીજું એકે પાપ નથી એટ-

લામાટે મનુષ્યે અવશ્ય દુધને છાંણી ઉનું કરી પીવું.

શિક્ષા ૧૧૩ મી.—હે અરજુન જે પુરૂષ, યા સ્ત્રી રોતા છોકરાને છોડી બીજા કોઇ કુકર્મમાં લાગી જાય અથવા બાળકને મારે તો તે નરકમાં જાયછે તથા સર્વે પદાર્થથી વિમુખ થઇ નિપુત્ર રહે કદાચિત પુત્ર પેદા થાય તો જવાન થઇ મરી જાય તથા પાપથી તેના દેવ નરકમાં જાય.

શિક્ષા ૧૧૪ મી.—હે અરજુન જે માણસ મુખ ધોયા વિના પાન યા દુધ આદિ કાંઈ પણ ખાય તો આ જન્મમાં દુઃખી બહુ થશે.

શિક્ષા ૧૧૫ મી.—હે અરજુન વૃક્ષનું ફળ તોડવું એ મહાપાપ છે જો જોઇતું હોય તો પાકુ થાય ત્યારે તોડી લેવું.

શિક્ષા ૧૧૬ મી.—હે અરજુન જે મનુષ્ય ચાકરના પગાર અને પગાયા ધનથી નેગિન માણસનો નેગ ન આપે તો આ લોકમાં તેમજ પરલોકમાં ભલાઈ ન પામે અને આવા પાપથી જનમભર દુઃખી તથા નિપુત્ર રહે, અંતકાળ નરકમાં જાય કદાચિત તેના પિતૃદેવ સ્વર્ગમાં હોય તો નરકમાં જઈ વાસ કરે.

શિક્ષા ૧૧૭ મી.—હે અરજુન જે માણસ દાનની વસ્તુને પાત્રમાં મુકી અને પાત્રને હાથમાં લઈ સંકલ્પ કરે તે વખત બ્રાહ્મણ સ્વસ્તિ કહીદે તો હાથ તથા પાત્ર સંકલ્પમાં આવી જાય, એટલામાટે તે પાત્ર પણ બ્રાહ્મણને આપીદેવું જોઇએ તથા હાથને બદલે સોનું રૂપું તથા

ત્રાંબુ જે પોતાની શકિત પ્રમાણે તે ત્રણે ધાતુમાંથી ગમે તે ધાતુનો હાથ બનાવી ન દે ત્યાંસુધી ખવરાવવું પીવરાવવું વિગેરે સુકર્મ એ હાથથી કરે તો ફળદાયક થાય નહીં. અરજુને પ્રશ્ન કર્યો કે હે જદુનાથ તે માણસને હાથ તથાં પાત્ર દેવાની શકિત ન હોય તો કેવા પ્રકારે પાપથી વિમુકત થાય. શ્રીકૃષ્ણજીએ કહ્યું કે મનુષ્યને જોઇએ તે કપડું શ્રદ્ધા પુર્વક આપે પરંતુ વિદ્વાન અસલ બ્રાહ્મણને ન આપે તો મહા દોષ છે.

શિક્ષા ૧૧૮ મી.—હે અરજુન છોકરા વિનાની સ્ત્રી બીજીવાર વિવાહ કરે તો આ સંસારમાં કોઈપણ પ્રકારનું સુખ ન દેખે અરજુને પ્રશ્ન કર્યો કે હે ઘનશ્યામ તેનું કારણ શું તે કહો ? શ્રી કૃષ્ણજીએ કહ્યું જો તે પુત્ર વિનાની લગ્ન કરે તો તે કંઇ ફીકર નાહીં જેને પુત્ર છે છતાં સ્ત્રી નવી કરે તો તેને આ સંસારમાં બાહુ કષ્ટ છે. જ્યારે તે સ્ત્રી ઘેર આવે પેહલે તે સ્ત્રી પુત્રને દેખે નહીં માતાસમ મનાવે નાહીં તો તે સ્ત્રી નિપુત્ર રહી જાય પંછી તે પુરૂષ સ્ત્રી ખરાબ દેહ ધારણ કરે.

શિક્ષા ૧૧૯ મી.—હે અરજુન જારકર્મ જુગટું એ બે જે કરે તે કદી પણ પૈસો પામે નહીં અને જગતમાં કોઇનાથી પ્રીતી પણ થાય નહીં, અંતકાળ નરકમાં જઇ અનેક તરેહનાં કષ્ટ ભોગવે સાતવાર તે ભાટને ઘેર અવતાર લે માટે તે બાબત ભુલ ચુક કરીશ નહી.

શિક્ષા ૧૨૦ મી.—હે અરજુન ભાટ ભાંડ અને લ-

ભાડ એ ત્રણેમાંથી કોઈને ઘોડો આપે તો આપનારની અ-વગુણ ભરેલી નક્કલ ભાંડ કરે તથા તેની બુરાઈ ગાય અને તે આપવાવાળા પાસે ભલાઇ કરે, ચાર માણસ બેઠેલ હોય તે વખત તેનાં ખોટાં વચન કહે, લાજ કાજ ગુહ્ બુદ્ધિ વિચાર એટલામાં આ ત્રણે જન સીરદાર કહેવાયછે, આ ત્રણેમાંથી એકને પણ જો દાતાર ધન આપે તો આગલા જન્મમાં તેનો ભાંડ ભાટ કે લબાડ કે એ ત્રણેમાંથી એકનો પણ અવતાર પામે અને તે અંતકાળમાં ઘોર નરકમાં વાસ કરે. આવું સાં-ભળી અરજુને બે હાથ જોડી પોતાને વિતેલું હતું તે વાતપર અફસોસ કરવા લાગ્યો ત્યારે ધનશ્યામે કહ્યું કે પાછલી વાતો નો શોક ન કરવો. આ મારી શિક્ષા હ્રદયમાં ધરીને તે પ્ર માણે ચાલો કે જેથી સરવેનું કલ્યાણ થાય.

શિક્ષા ૧૨૧ મી.—હે અરજુન દિશાએ જઈ અગર પે-સાબ કરી આવીને કાંઈ દાન પુણ્ય કરે તેનું ફળ મળે નહીં અને તેનો નરકમાં વાસ થાય.

શિક્ષા ૧૨૨ મી.—જે માણુસ ચોથે દીન હાથ પગના ન-ખ ન કહુડાવે તથા સાતમે દિવસ હુજામત ન કરાવે તેના હા-થથી જે શુભ કામ કરે તે કામ નિષ્ફળ થાય.

શિક્ષા ૧૨૩ મી.—હે અરજુન જે માણુસ ચોદસને મં-ગળવારે અથવા અમાસને રવીવારે જન્મ લીધેલ હોય અને તે તીથીએ નખ કપાવે તો મહા પાતકી થાય અને દેવતા શ્રાપ દેછે અને ઉપરની તીથીઓના ચારે દેવતા ન્યારા ન્યારા છે તેથી તેની પુજા કરે તો સુખ સંપતી પરમસુખ આ જગમાં

પામે અને અંતકાળ વૈકુંઠમાં વાસ થાય.

શિક્ષા ૧૨૪ મી.—હે અરજુન જે માણસ આજની ક-રેલી રોટલી કાલે ખાય તો તે હમેશાં વિકારવાળો રહે અને અંતે નરકમાં જાય અને તેના પુત્ર પરિવાર દુખી રહે. આવું સાંભળી અર્જુને કહ્યું કે હે ઘનશ્યામ ત્યારે આ પાપથી મુકિત શી રીતે થાય. કૃષ્ણે કહ્યું જો મીઠાઈ પકવાન ખાય તો દોષવા-ન નથી, શાથી કે ટાઢુ ખાવાથી અન્નદેવ શ્રાપ દે છે તેથી તે સુખી ન થતાં તેને ચાર રોગ ઉત્પન્ન થઇ બુદ્ધિની હાની થતાં આળસ નિંદ્રાનો ભાગ વધેછે તથા તનનો ઘટારો થાયછે મા-ટે ટાઢું અન્ન ન ખાવું.

શિક્ષા ૧૨૫ મી.—હે અરજુન જે માણસ આ ત્રણે વા-તો પોતાના ચિતમાંથી ન્યારી નહીં કરે તો આ લોક તથા પ-રલોકમાં પરમ સુખ પામે પ્રથમ સ્વામીની સેવામાં હસમુખો તથા નિરલોભ રહે, બીજું ચાકરના મનને દુઃખી ન રાખે, ત્રી-જું ક્રોધ ન કરે.

સમાપ્ત.

# जाहेर खबर.

---

આ ચોપડી તથા બીજાં હરેક જાતનાં પુસ્તકો અમદાવાદમધ્યે ત્રણ દરવાજાના મેદાનમાં બાલેટનની હવેલી નિચે બુકસેલર. હરગોવનદાસ કાળીદાસની દુકાનેથી વેચાથી મળશે.

---